ગાયન ૨૬૨. રાગ—પીલુ તાલ લાવણી.

હું તો ઘેલી ઘેલી મુજના જાલ
ઘેલી ઘેલી સમજે વ્હાલ ઘેલી ઘેલી સમજે.
પાક મોહબતે ઘેલી બનાવી સત વચન એ સમજજે
કદર કરીને પ્રીતજ સાચી વ્હાલા મુજપર કરજે—જાલ
સદા ફેટીને મનમાં સમાવી યાદ તેની સાચવજે
ભવસાગરમાં તમ વ્હાલીને સુખ સંપજથી ફેરવજે—જાલ

ગાયન ૨૬૩ રાગ—સારંગ તાલ—લાવણી.

તન મન અરપુ છું મુજ દીલથી માની લેજો ખરા કગરથી
હું તો છું એક દાસી તમારી તેના વાલી તમો મારા જાની
વાલી વગર તો વ્હાલા તમારી જાલી ઝુરી ઝુરી જાય—તનમન
પ્રેમ બગીચો પ્યારો પ્યારો-તેના માલી તમો ઓ વ્હાલા
માલી અગર જો જાએ ચાલી તો બગીચો કરમાઇ જાય—તનમન

ગાયન ૨૬૪ રાગ—ધનાસરી—તાલ—દાદરો.

છોરો વ્હાલા લખ એ જો ભારી છે ખોહારી તો
દારૂની મોહબત બરી બુરી વ્હાલા સમજો
નતીજો નથી જો સિવા તમામ બેજારી તો—છોરો
પાયમાલી વગર જો અંજામ દીગર છે નથી
પરેશાની પશેમાનીની હયરાની બારી—છોરો.
દારૂડીયા આખર વ્હાલા વગર મોહતે મરવાના
મરે ત્યારે દોજખની બારી છે ઉઘારી જો—છોરો.

ગાયન ૨૬૫. રાગ—અંગ્રેજી

ઓ નાદાન તાહરૂં ગુમાન છે સત્યાનાસીની એ નીશાણી
દુર દુર અમથી મનથી ના ફુગરાતી તુંજ પૈસા પર
ધુર ધુર મલશે તાહરી ઉમીદ સારી ધુર આખર
ગરૂરી તુંજ આખર ફના એક દમમાં થવાની છે
દરયુત એ સરકશી તાહરી હવા થઈ જવાની છે
અદના ગીયા આલા ગીયા તો તું શું ટકવાની છે
તુંબી મગરૂર જોનાં જોનાં ગોર દમમાં મરવાની છે
તાહરૂં નાન બદ ગુમાન હું સુલાંઉ હું પીસડાઉં
એ છે બસ દીલનો અરમાન, એ તુંદી તાહરી—ઓ સરકસ.

ગરજી ગદા પામે જો મેહર કીસમતની,
એક વખ્ત દુખેલો, દુખો સૌ દફા થઇ જાય !—મીટાવી.

---

ગાયન ૨૭૩. રાગ—કાફી જીલ્લા.

ગુલખુલ ભમે ગુંગુણ ફુલ ડાલી !
નવરંગ, ઢંગ-ઢંગ સંગ-સંગ-સંગ-સંગ,
ગુલજારમાં ચક્ચારમાં ફુલ બહારમાં—બુલ.
ખીલી ગુલાબી કલી નવરંગ સાથે મલી ખુશબો બહેકે ભલી.
ખુબ ડોલે—ખુશ બોલે—સુખ ખોલે,
બસ, શીરી જબાને સહી સુખન કે કહી,
રમતમાં રહી; રીઝાવે આલી !—બુલ.

---

ગાયન ૨૭૪ રાગ—આશાવરી.

દુખથી બની દીવાની, આજ આએ ઘેર ગમી,
મોહેતમી રહી રમી, ચાર તરફ દમી દમી !—બની.
મુજ માયજી અરે, અરે મુજ માયજી અરે,
મુજ માયજી અરે, તુંજ જુદાઇથી ઝુરી ઝુરી બીછાણેરે !
ભાઇ છે ખબર શું તને—ઘરમાં બીના સું બને !
અરે તું તો તોહમતે દેશવટે ભમી ભમી !—બની.

---

ગાયન ૨૭૫. રાગ—ભુપ—ઠુમરી.

કલજુગની બાજી—ના દેખી થા રાજી—કલજુગની.
મુજ દીલ ગયું દાઝી—કલજુગની.
અંધાધુનધી કોટવાલ ને કાંણો છે કાજી
ખાઇ ગધેડા મસ્ત બને ને દુબલો છે ગાજી !—કલજુગની
રાસ્ત કહે તે રવડે—મતલબ પાર કરે પાજી,
આંખ છતે આંધાં ગઇ કહેશે જુઠાંને હાજી !—કલજુગની.

---

ગાયન ૨૭૬ રાગ—જંગલો ઠુમરી.

રે દુ:ખ કહાં કહું જઇ રોઇ,
રે ગમખાર રહયું નહી કોઇ !—રે દુ:ખ
સ્વપને સરીખુ સહુ મેં દીઠું,
માત પીતા સુખ સાંધન સાથે દોલત પણ ખોઇ !—રે દુ:ખ.
પડી અટુલી, સુધબુધ ભુલી,
આ સંકટ, ઓ, ખુદા ! હવે હું કેમ સકું જોઇ !—રે દુ:ખ.

---

ગાયન ૨૭૭ રાગ—માંડ—ગરબી.

જગમાં ગુમાવ્યો જન્મ જેણે પ્રીત નહિ કરી;
સુખની સુગન્ધી છે ભરી આ ફુલમાં ખરી!—જગમાં.
આય જગતના બાગમાં સુંદર એકજ ફુલ
પમરે છે તે સ્વર્ગમાં, છે પાતાળે મુળ:
કરમાય છે તે નહિ કદી નહિ જાય છે મરી!—જગમાં.
અતી મેઘે સડસે નહિ, જળ વીણુ નહિ કરમાય;
અતી પઝડી ન તોડશે, અતી સુરજે ન સુકાય,
લાખો જુગો તો વહી ગયા પણ તે રહયું હરી:—જગમાં

---

ગાયન ૨૭૮. રાગ—ચમન કલ્યાણ.

પ્રિત કરવી છે સેહેલ ઘણી, પણ નિભાવ બહુ મુશ્કિલ,
સાચ નિભે જો અંત તલક તો દેજે તારૂં દિલ!—પ્રિત.
પંચ તજીને જિવતાં જીવત સુત મરવું પરસે,
એ સઘળું જો સહન કરે તો થાસે તું કામીલ!—પ્રિત.
સેજ બિછાવી કાંટાની તે પર પડવું પરસે,
અમૃત પાણી પીવું પરસે વળી ઝેર કાતિલ!—પ્રિત.

---

ગાયન ૨૭૯ રાગ—અંગ્રેજી.

હવે આ તાલ ખરી બેઠી, જુઓ ખાનાખરાબીમાં,
થયો આબાદ અરે હું તો, હસદની પુર શરાબીમાં!

(કોરસ)

બચ્ચા લવજી, લુચ્ચા લવજી, અને મારી બુનજસે ખાસ.
સુખથી ગબડી, દુઃખમાં સબડી, અચમુચ બનેસે સત્યાનાસ!
જરામાં આગ હવે સળગી, કપટ ભડકું ભસમ કરસે.
સુખો આરામો સહુ સાથે, અરે બચ્ચા બલી મરશે!—કોરસ.
થયો હરંઝુત અરે તોબી, નહિ બીહીશે અહી બંદો,
નવી કંઇ તાલ તલાવતથી ફરી નાંખુ હવે ફંદો—કોરસ.

---

## ખાનદાની ખુની.

---

ગાયન ૨૮૦. રાગ—કહાનડો—આસાવરી.

હરી ગીત ગાઉં ગુણીઅલ તારા—હરીગીત
નીશદીન હું ભજું દાવર મારા—હરીગીત
ઝાહીર નાઝીર, પૃથ્વી પાતાળે હાઝીર
કાયમ દાયમ, પાલનહારા—હરીગીત

(શએર.)

ગોહરને પત્થર કરે તું બદતર તે બરતર,
બેઝરને જરદાર કરે તું જરદારને બેઝર—ઝાહીર.

---

રાગ—અંગ્રેજી.

ગાયન ૨૮૧

ખલક ફલકમાં, કુલે જગતમાં, મારા જેવો નહી શુરો,
ફંદ ફરેબમાં, ચીલ ઝડપમાં, ઠગબાજીમાં હું પુરો

(કોરસ.)

છે મન મોહીત મારૂં, ચંચલ પઇસાને સારૂં,
હોય બાપની તો નહી હારૂં, પઇસાને ખાતર મારૂં
ઉલટાપ હઝારો આપુ, ગરજવાં હજારો કાપુ
દોરીઆં ખાતર હજારો ધર ઘોલે દીવસે બારૂં—છે મન

---

રાગ—માંડ.

ગાયન ૨૮૨.

બઇરાં બધામાં કાંય પછાત હાંરે કહોની સ્યાણા,
કારપોરેશનનું કાંય ન કરીએ માહત બોલો ખુઓરગ દાતા—બઇરાં
પારલામેન્ટ કાં ન ભરીએ મરદોથી કાંએ ડરીએ
જડજની નહી કાંય થઇએ, જે. પી. નહી કાંએ બનીએ.
મરદોને સ્યાન દઇએ, મરદોને સ્યાન દઇએ—બઇરાં

---

રાગ—અંગ્રેજી.

ગાયન ૨૮૩.

એવરી એવરી લઇ ચાંગલો, સેસ ધી લારડુસ ડી જાંગલો
ગ્રેટ નેપોલ્યનની માંગલો, એન્ડ એવરાલા ચેમપીઅન સાંગલો.

(કોરસ.)

ઇફ યોર હેડ ઇઝ એકીંગ ઓર સફરીંગ ફરોમ ફીવર
ઇફ યોર લેગ ઇઝ શેકીંગ બાઇ ડ્રાઉનીંગ ઇન રીવર
ઇફ યોર બ્રેન મીસટેકીંગ, ઓર કમ્પલેનીંગ લીવર,
ડોન્ચ યુ સ્ટોપ ફરોમ ટેકીંગ, એવરી ઓર લીકર—એવરી.

---

રાગ—આસાવરી.

ગાયન ૨૮૪

ઓ કુલ જહાનના વાલી, મારો બેડો પાર ઉતાર,
દુઃખ દરીઆમાં પીશાતી ડુબે, દાતા તું ઉગાર—ઓ૦

(શએર.)

માયા છે મીથ્યા સગી, ન સગો છે આ સંસાર.
એક સગો છે તું જરૂર, સગાએ સરજનહાર—ઓ૦

---

ગાયન ૨૮૫ રાગ—પીલુ-કવાલી ગઝલ.

ગીયો બ્હાલો ફરશે કે નહી જીગરની આશ ફલશે કે નહી
તે બેહસ્ત મારૂં મલશે કે નહીં સીતમપર સુખ ઢલશે કે નહી
જોબનની ડાલ કરમાય મારી રખેવાલી કર માલી તું,
અરે મારી ઝુમતી કલી ફરી પાછી ખીલશે કે નહીં—ગીયો
રાત મારી રડે કાલી વીના ચાંદણી ઓ મારી તું
અરે ચાંદણી, તારી રોશની ફરી પાછી પ્રકાશશે (કે) નહી—ગીયો

---

ગાયન ૨૮૬. રાગ-અંગ્રેજી.

કરતુકી-કોરગો હું છું ઝેરી કાલો શયતાન
છલ ફરેબ ફાંસા ઝાંસાથી લુટું સારી જહાન
હવસી—હયવાન હું એક જાહેર સુરેદ ઇનસાન
ખાનદાની—ખુની કહેવાઉં જાણો મારી પીછાણ

(કોરસ)

કલમા કલામ હું મોંહપર રાખી બેઉ હાથે કરૂં સલામ
બગલો ભગત બનીને હું, કોતરી ખાઉં કાલજું તમામ

---

ગાયન ૨૮૭ રાગ ભેરવી.

ભાવ ભજ ભુંવનમાં ભવ તરીયેં નેકીને દરીએ, બદી હરીએ,
સાથે મલી સર ખાલીકના સીજદામાં ધરીએ. પ્રભુ ભજીએ, શુકર કરીએ
સંગ રંગ અનંત ઉમંગ લઈ ઉડાવો આજ,
કે સદગુણી બ્રોટીશોનું છે આપણે માથે તાજ.
અમર તપો ઓ જ્યોર્જ ધી ફીફ્થ હંમેશ તારૂં રાજ
કાયમ દાયમ તારો રહે, કુટુંબ કબીલો સાજ—ભાવ૦

---

ગાયન ૨૮૮ રાગ—ભેરવી ગઝલ.

જનમના લેખ લખેલા હોય મીટાવી તે શકે નહીં કોય.
કરમના ભેદ છુપેલા હોય બતાવી તે શકે નહીં કોય.—જનમ
ખુદાની નેક ખુબીને શું પીછાણે માનવી ઓ તું.
કરે છે જે બધુ પ્રભુ જણાવી તે શકે નહીં કોય—જનમ
ધીરજથી જો સમજશો સાર, ખુદાના ખેલનો નહીં પાર
ફરે છે કાંય દીવસ ને રાત, દેખાડી તે શકે નહીં કોય—જનમ
હરીનો સાથ જેને કરીઓ કહે "દારાં" તે ભવ તર્યો
થવાનું જે હશે તે થાય થોભાવી ને શકે નહીં કોય—જનમ

---

ગાયન ૨૮૯. રાગ—કાલીંગડા.

કાયમ રહી જરથોસ્તીઓ જરથોસ્ત નામ સફલ કરો,
રહો આજદીઆસની તમો, મઝહબ ઉપર ઉસ્તવાર—કાયમ૦
કરો જાન ફીદા, કરો માલ ફીદા, રહી મુસ્તકીમ દીનપર ક્યાની નરો.
ભલે જરખી ઘટે યા સરખી કટે, ધરમ ખાતર મરો—કાયમ૦

## સીવીલ મેરેજ.

ગાયન ૨૯૦. રાગ—કલ્યાણ.

નેકી કમાઇ જહાનમાંથી જવાનું છે
કાયમનું કોણુ અહીં રહેવાનું છે
ઝંદગી હરનીસ રબની કરજો, દીલથી તેની યાદ તમ ધરજો
નીત્ય અશોઇયે કદમ ભરજો, શીરાઝગર પાક રબપે મરજો.

ગાયન ૨૯૧. કાના બાંસલી બજાઇ ધીરે ધીરે—રાહ.

હો મુબારક, હો મુબારક, હો મુબારક, હો મુબારક
શાદી રામશની ઘરે તમ, જમો હરદમ હો મુબારક
રહી ખુશી ને શાદ, રબની લઇ યાદ
કર સફલ યઝદાં મુબારક, હો મુબારક, હો મુબારક.

ગાયન ૨૯૨.

આ તન રંગ પતંગ શીરાઝગર, ના ફુગરો તું કાયાપર
જીંદી ઇન્સાન કાં જોય સ્વપનો, નહિ પુગવાનું કાયમ જર—
ચાર દીનની ચાંદની પછીથી અંધકારનો કંઇ ખ્યાલ કર
શાંતી દેનાર તે રહેબર.

ગાયન ૨૯૩ તાલ લાવણી.

અર્પણુ કરીએ આજ તન મન, અશો શરોશ હમને મદદ કરજો
હમદીનોની પક્ષે સદા રહેજો—અશો શરોશ.
ગાય ગરીબોનો પલનહાર તું, દુન્યાંનો તું આધાર
તુને આરાધનાર દુખો ન જુવે, શાંતીનો તું દેનાર—અશો.
કુલે જહાનનો મુસ્કીલ આસાન તું, નામ જપું દીન રયન
ઝંદગી તુંજ વીન ખાકી જીવડાં ને, પડે નહિ બસ ચયન—અશો
માંગે શીરાઝગર જાનો જીગરથી, હરદમ લઇ તુંજ યાદ
સેતાયશ તારીમાં રહી હું મશગુલ, કર હું દીલદુ શાદ—અશો.

ગાયન ૨૯૪ રાગ—માંડ.

સુધારામાં પછડાશો નાહિ જરી, વેલા વહી ગઇ ન આવશે ફરી—
ફેશન પર નાહક કાં જાવો મરી, વેલા વહી ગઇ ન આવશે ફરી
કુબાદી દિની રસ્મ ગીવાઓ, શીખી પશ્ચીમનું તોફાન
વેલાતી વેહ્જમાં તણાઈ તુટીને, આખર કીધું નુકસાન—સુધારા
શીવીલ મેરેજનું પસાર થયું બીલ, જુદીન લગન ને કાજ
પરણવા નીકલી પારસીની પોરી, ક્રીશ્ચીયન ડોકટરને આજ—સુધારા
ચેતો દીકરીઓ આંખો બસ ખોલી, ખાવો કાં ગોતું ખાલી
જુદીન લગનમાં વચન શીરોઝગર, પરણી આખર પસ્તાઇ.—સુધારા

---

ગાયન ૨૯૫. થઈ પ્રેમ વશ પાતલીયા—રાહ.

ખરે કહાં ફસી પીડામાં, કરો સફલ મનની આશ રબ—ખરે.
લીલી નસીબની અવતરી હું નર ને બદલે નાર
રબ પાર શીરોઝગર ઉતાર, કરી હરકત દુખનો નાશ રબ—ખરે.

---

## ફાંકડો ફીતુરી.

---

ગાયન ૨૯૬. રાગ—કલ્યાણ તાલ ત્રીતાલ.

આ જગતમાં ખુબી સારી સારી
દાતા ઉમંગ જાગે ત્હારા રાગે પ્રીતી લાગે આ હ્રદયમાં—ખુબી
જાને ભેદ નહીં જોશે કદી કોઇ
પ્રબલ હું કુમત ત્હારી
મ્હારી લાજ રાખો આજ દીન જગતના માલિક—ખુબી

---

ગાયન ૨૯૭. રાગ—પીલુ—લાવણી.

યાદ રાખી ચીતમાં દીલ જાની
ના જાઓ તછને સુજને
વીલાયત વસાવી ઝટ વહેલા આવજો છેરે—યાદ
દીલના દીલદાર પ્યારા હૈયાના હાર ગાહરા
દાદગર આપે તુને યારી—ના જાવો
જુદાઇની આગે વ્હાલા દુઃખ દીલ લાગેરે
અકલાવી દીધી મને બારી—ના જાવો.

---

ગાયન ૨૯૮ રાગ—પીલુ તાલ—દાદરો.

જોઇ જગત જોઇ દુનીયા જોયો કારોબારરે
આંખો બંધ રાખી તેને ખોયો સરવે સારરે—જોઇ

યત્ન ચુકતીને અંગ બળે બસ ભરો એનાનો ચારરે—જોઇ.
પાસા એવા ફેંકીયે કે પડે સદા પચોબારરે—જોઇ.
સુખ દુઃખની હસ્તી કેવી એ ખ્યાલી મનના ફેર
કોશીશોથી મોજ કરો ને કરો દુઃખને જેર—જોઇ.

---

ગાયન ૨૯૯ રાગ—આસાવરી સારંગ—તાલ ખેમટો.

નેકી ન છોડ નેક નામરે
ભલાનો નેઠ અન્જામ થાયે નાસ થાયે નામ દામ કામરે
થઇને શાદ રખને યાદ કરીલે કામ એજ છે
લેવો અપાવો તેને નામ નેક કામ એજ છે
થોડા દીવસની જીન્દગાની રખને યાદ કરી લે ગ્યાની
તો સરસ છે ત્હારી વાની પીસે નેક જામરે—નેકી
નિભાવો કઓલ ફરજ આપની મુકામ છે એજ
મનશ્ની પેશ અફુર મઝદ નેક નામ છે એજ
જહાની હસ્તી એ ફાનીનો અતેબાર નથી
ખોદાની યાદ જે કરે ખરો મુલકામ છે એજ—નેકી.

---

ગાયન ૩૦૦ રાગ—અંગ્રેજી.

સાંભલ મ્હારી વાતો જાની મ્હોબતના મન્દિરની રાની,
ફિદા થયો દીલદાર (કરૂં હવે કેમ)
આશક થયો હું જાની દુનીયા અકારી માની (બ્રેસીસે મારી યા ડાર.)
મ્હારા મોહબતના ફુલ ગોલ પાંખડી જેવી ગુલ
તું બને મ્હારી મહોરદાર
મહારી મહોબતનો ભરમ ખાઉચ બાપના કસમ
ગુલે ગુલાબી ગુલનો હાર

(કોરસ.)

ઓહુ સમજી વા ઇચમજી છેઓ નમુતેદાર
આય પેટન્ટ પીયારનો કરૂં બેડો પાર કે વાગે તમારા બાર—

---

ગાયન ૩૦૧. રાગ—માંડ તાલ—લાવણી.

ત્હારિ હલકે ગાડી હાંકોરે મેહેરા મણ ગાડીવાલા
ત્હારી મધરે ગાડી હાંકોરે સોદાગર ગાડીવાલા
અરમધ્ધર ગાડી હાંકોરે રૂસતમજી દાહડીવાલા
નીપામાં ગાડી હાંકોરે દારૂ ને તાડીવાલા
ઘોડા છુટા થાનસે પીછે પડી પુકાર
દસ દરવાજા બંધ હુવા અઓર નીકલ ગયા અસવાર—ત્હારી
રૂસ્તમ નાઠા જેલથી હાં પીછે પડી છે ધુમ

ગુલ માટે સાધુ બની આંય બેંસની પકડી દુમ—
ગંગા કીનારે ઘર કરો નાહેવો નીરમલ નીર
આપ્યા વીના શું પામીયેરે કહે ગયે દાસ કબીર—
દરિયા કિનારે હોટલ કહાડો હાં પીવો બ્રાંન્ડી બીર
લીધું તેનું નહી આપીયેરે કહી ગયા બમનું ફકીર—

---

ગાયન ૩૦૨. રાગ— ભેરવી તાલ—લાવણી.

જય રામા જય રામા સાધુ જય રામા જય રામા
ભજોરે ગોવીંદા સાધુ જય રામા જય રામા
દયા ધરમકો મુળ હય પાપ મુળ અભીમાન
બમન દયા ન છાંડીયે જબલગ ઘટમે પ્રાન—ભજો૦
તું જુઠું બોલી દયા બતાવે ચાલ ચાલ તું ટેડી
આય ભગતીના બદલામાં તારા હાથમાં પડશે બેડી—ભજો
પરધન પત્થર જાણીએ પરસ્ત્રી માત સમાન
ઇતનેસે પ્રભુ ના મીલે તો રૂસ્તમદાસ જમાન—ભજો૦
મે તારી સોબત કીધી પણ ના કરતો કાંઇ ભુલ
કોઇ દહાડો સપડાઇ જશું તો મારી રવડી મરસે ગુલ—ભજોરે૦

---

ગાયન ૩૦૩. રાગ—આશાવરી—તાલ ત્રીતાલ.

જાનો જીગર જલાવી ઝુરાવી ગયો છોડી પ્યારોરે
દિલથી વિચારો નથી કોઇ ચારોરે—જાને.
જાની જવાની જાયે જુદાઇની જોતે જલ્દી
દુઃખી ગુલને તારોરે—જાનો

---

ગાયન ૩૦૪ રાગ—ભેરવી તાલ—અદ્ધો.

આશા—આશાઓની દુનિયા જુઠી છે
જુઠો એ વહેવાર—આશા
ખોટી છે એ જીન્દગાની જમાનાની હસ્તી ફાની
આશાપર રાખું જાની હું આધાર—આશા૦
એતેબાર એનો શાનો ખોટી એને દિલથી માનો
દવાનો એ ઝોકો જાનો સદા એને જુઠી માનો
લુભાવે સદાએ આ જુઠો સંસાર—આશા૦

---

ગાયન ૩૦૫. રાગ—ભીમપલાસ તાલ—બેમંટા

પ્યારની કસોટી છે દુઃખનો દીલદાર
ભુલે નહી કદીબી જો સાચો હોય પ્યાર
વેચાનો એ નથી ખરીદે જેને કોઇ ગવાર

મજનુ ફરહાદ બનીયા શાદ દુખની યાદ માંહી
પ્રેમે કીધા જોડાં પાર ચાહું છું પ્રીતથી મીનોઇને
તેથી જીત થઇ છે ગળાનો હાર—કસોટી.

## દોરંગી દુન્યા.

ગાયન ૩૦૬ રાગ—યમન કલ્યાણ—તાલ દાદરો.

કર કર, પરવર! અમ પામર પર નજર જરી!
દાદગર દાવર મારા રે, કરમ કંઈ કરી!—કર કર.
અમ નાચારી મહીં તારી કરી ભારી ઉમીદવારી
ઓ દાતારી! તું જ દીલદારી થકી તારી માંગુ યારી!
દાતા! પગે પરી.—પરીતાપ, ઓ બાપ! તું કાપ હરી!
અરજી એ સુનો ખરી, મરજી મુઝ હૈયે ધરી!—દાદગર.

ગાયન ૩૦૭ રાગ—પાહાડી—જીઓટી.

ખુદ હાથેથી જે થયુ કામ થકાવે
મન મલકાવે—હરખાવે!—ખુદ.
આપ મુવા વન હરગમાં કોઇ નવ જાએ,
'આહ નીરાહ પરાઇ' એ કેહતી કેમ ભુલાએ?
તે મનનુ માન્યુ તો મલે, મેહેનત ફલે,
ચિંતા ટલે—કામે ભલે વલગે બલે,
ને કામ કરે ભાવે!—ખુદ.

ગાયન ૩૦૮. રાગ—માંડ તાલ લાવણી.

લલકારો રસીલાં ગાઓ હેતે સઘળાં રંગીલાં,
રંગ રાગ આનંદ કરી;—
ગાયનની ખુબી નહીં પીછાણે જે,
ખુદાની નહીં ખુદાઇ બી જાણે તે;
લેહેર અજબ ખરી!—લલકારો.
રાત વિના નહીં ચાંદણી, ફૂલ રત વિન ન થાય,
રાગ વિના તેમ માનવું—માનવ નવ રીઝાએ!—લલકારો.

ગાયન ૩૦૯ રાગ—ભેરવી—તાલ—ખેમટો.

છે અજબ એ ખુબી ત્હારી ભારી!
વ્હા શરાબ! ગુલાબી, નશારી, મદારી—છે૦
યારો મલાલમાં એ પીણું હલાલ છે—
ખુશીની એ તો ખુમારી! સહ્વે અસર ને કરે બદર ને

નચાવે મજાકથી ગટર બી મપાવી !—છે૦
યારો શરાબ તો પીવો સવાબ છે—બન્ને છે બેહેસ્તનીજ બારી !
બેવરો મસાલાનો તાકો તંબોરોને તાસો ખજુરાની ચડાઉ નાડી—છે

**ગાયન ૩૧૦** રાગ—ભૈરવી

અએ જગવર ! પરવર ! સરવર ! અમપર રાખ તું એક નિગહ
અએ કીરતાર, અએ સરકાર, તું દરબાર દાદ ધે દયાથી—
નેક જાનો બરી, નેકી હયો નોશ કરી, નેકનામો જરી
નેકીનો હાથ ધરી; નેક કામો કરી દેસે પનાહ !
જેવું જે વાવસે તેવું તે પામસે, જગતનો ખરો નીયમ સદા,
તેજ કરવો અદા—
અગર વગર દીરમ દીગર જીગર તો જસ પાંમે નહીં કદી,
જામે નહીં કદી જસકસ રસ હરગેઝ ખુદા !—અએ.

## જુહ્રીન ઝઘેડા.

**ગાયન ૩૧૧** રાગ—ભૈરવી.

મન મન મનમાં ફેર ઘણા, નહી આંખે એક સમાવે
પર પરવાનો સમ ઉપર જઇ જાણી જાનને ગુમાવે.—મન
તન મન જનમાં ફેર ફેરા ફેન નજર નજરમાં સમાવે
ફુલ ખીલ્યું નહી ખીલ્યું કોને ગમ ત્યાં મન રમાવે—મન
મન એક તન એક બને ત્યાં જઇ પ્રીત કરીને જમાવે
પ્રીત વીનાનું જીવતર જાય ચાહ રીત રમાવે—મન

**ગાયન ૩૧૨** રાગ—માંડ.

હેતવંતા પિતા તણી મજેશે પ્રીતી ઘણી યાદ ભુલે મન માયજી
માય માયા વીના મન દુઃખી બને તણી
નેક પીતાથી સમાયજી
માય વિના જીવતર બળે નહીં યાદ દીલથી દુર બની
પ્રીત વીના જીગર જળે નહી વહી જીગરથી પુર બની
છે નેક બાવા મુજ ઘણા ભુલાવે યાદી દીલથી
હર દીન સેવા તેમની હરખી કરું જીગરથી
પ્રેમ પ્રીતી મળે સદા પિતા તણી હરખી જીગરથી સમાયજી.

**ગાયન ૩૧૩** રાગ—કાલીંગડો.

વેદના આવનીયાં લખેલા નહી એ રામ—વેદના
કરમ ફુટેલા દીન બનેલા પલ પલના દુખમા ડુબેલા નહી એ રામ

ઉંચી જે જાત કહેવાય તે હોળાઇમાં ફરે
મનીખ છતાં અહીં ભેદથી હીણી જુદા કરે
બધે ધકેલા મલે થમેલા ગરીબની ધરતીના ચાલા નહી બે રામ—વેડ

રાગ—હોળી

ગાયન ૩૧૪.

તાડી મદ માતીનું જામ, ખુબ લહેર લાવે
તન જંગી મન રંગી—તાડી
તનને પીલતન કરે જીંદગીમાં રસ ભરે
હરશે દુખ દર્દ બરે તાડીનું જામ—તાડી
પીવામાં રસ છે જીંદગીને કસ છે જેને એ વસ છે તાડી લાશાન છે
ખુશરંગી ખુબ ઢંગી મન રંગી તન જંગી—તાડી

## ઘોટાલામાં ગોસ.

મેરે ગમકા તરાના—રાહ

ગાયન ૩૧૫

અસલા ઓ મારા બુલબુલ ઓ પ્યારા કાંય જુદાઇ કરેચ
જુદાઇ તારીનો જખમ મારાથી ખમાતો નથી હવે
જલ્દી આવીને મલશે નહિ તો ભલતો કોઇ ઉચકી જશે—
કુકુંબી કજીઆની બોહકાણને લીધે વહાલાંઓ તવલી મરેચ
બાંવા તો નાતરં કરવા તીકલ્યા દીકરી કુંવારી સબરેચ—

રાહ—ચાહ રાખી ચીતમાં દીલજાની.

ગાયન ૩૧૬

ગલે લગાદી ગરદન મારી, દીલદાર મારા અસલા ઇરાન વસાવી
ઝટ વેહલો આવજેરે—ગલે
તારા વગર પ્યારા સુનું લાગસેરે, રંડાપો આયો મને ભારી—
જલ્દીથી પાછો આવજે, મેવાનો કદીઓ લાવજે
રેહેજે તબ્યત ખુબ સંભાળી—દીલદાર
ચોટ્ટીઓથી દુર રેહેજે, રંડાયો છું એમ કહેજે, ના કરતો પૈસાની ખુવારી—

રાહ—દાસપરે દયા લાવોરે.

ગાયન ૩૧૭

ભુખરીઓ પર દયા લાવોરે, પરવર હમારા ભુખરીઓ પર દયા લાવો
રોકડ હતું તે રેસમાં ગુમાવ્યું, નાદારીમાં નામ નોંધાવ્યું
કરકા બાલુસો પગાર માગેરે—પરવર હમારા.
દખમાઓ મારગેજ મુકાવો, કીમેટારીયમ ખોલાવો
વગર ભાડાંના ઘેરો બંધાવોરે—પરવર હમારા.

ગાયન ૩૧૮. રાહ—કરમ કર મેરે હાલ પર.

જરા તો દયા કર ઓ વ્હાલી દીલબર, જુદાઇના જખમથી કેમ રાખસ સબર—
તારો બાપ મવાલીનો સરદાર છે, મારો બાપ પોલીસમાં જમાદાર છે.
એક દહાડો દબ્બો એનો ગુલ હું કરસ, ગારાંમાં નાખી તુંને ઉચકી જવસઃ—

ગાયન ૩૧૯ રાહ—મુને છીગરકો પીતી હું.

મને લટક આપી કયાં ચાલીરે ઓ ખટલી મારી જાન,
તેં તો ગરદન મારીઓ વહાલીરે ઓ ખટલી મારી જાન—
હું તો બાર વરસે નાહયો, વળી પેહર્યો રેશમી સાડયો.
હું હનીમુન કરવા આયો, પણ એપ્રેલ ફુલજ થાયોરે—ખટલી૦
તારૂં એબીયલ ડાચું જોઇ મારી દીકરીએ સુધબુધ ખોઇ
રાંડ પરી તારાપર મોડી આખર ખોહયો ખુદનો જાન—મને લટક આપી૦

ગાયન ૩૨૦ રાગ—અંગ્રેજી.

ઓ અસલાજી, અસલાજી, અસલાજી, કંઇ તો બોલ મોનું ખોલ બંધાઇ કેમ ગીયો—
દારૂની બાટલીબી હાથમાં પકડી, ફેંટો માથા પરથી ગયોચ ગબડી,
સમજ નહિ પડતી કે થયું શું હાય, મરી ગયોચ દીલદારઃ—ઓ અસલાજી૦

ગાયન ૩૨૧ રાહ-જબકે કલંદર.

મદીનાની અંદર બની સીકંદર જીત મેળવીને આયો છું
મેદાન ધ્રુજાવી, દુશમન ડરાવી કેદી પકડી લાયો છું
કોણુની માયે સુંઠ ખાધીચ કે મારા સામે આવે
સાંઢની સામે આવીને પંજો કોણ લડાવે
જતુંની જરથોસ્તી સામે મગોસા કેમ ફાવે—કોણુની માંએ૦

ગાયન ૩૨૨. રાહ—ગુન ભરી ધુન મોરી સુન પ્યારે.

જરા નીચે આવોની મારાં માયજી, ગોરા ગોરા પોર્યાઓ તો આવી ઉભા છે.
જરૂખે ઉભા રહી સાને સતાવો, કાંય હમારા ગુરા તપાવો
નીચે આવીને જરા દીલ બેહલાવો, ખાલી કાંય મચકાવો—જરા૦

ગાયન ૩૨૩. રાહ—ફાગણ કે દીન ચાર.

તું તો મારા કલેજાની કોર, ખટલી મારી વહાલી, મારી કટારી
મોનું ખોલી કંઇ તો બોલ, જરા મોનું ખોલી, કંઇ તો બોલ
ચીપ્રીબી આપું, ચોકલેટબી આપું, આપું ખાટાં મીઠાં બોર—

ગાયન ૩૨૪ રાહ—કામની શું કેલવણી તમામ.

શું કામના એ ધખારા તમામ, છે બૈરાંઓનું રાંધવાનું કામ—શું૦
આજ કાલની દુકતીઓ તો મેટ્રીક ફેટ્રીક થાય,

ગોટપીટ સોટપીટ આવડ્યું કે માસ્તરની થઇ જાય—શું કામના૦
દારૂવાલાની દીકરી ને તાડીવાલાની બ્હેન,
ચાય કરછો કરછી સુકી દઇતે પકરેસ ફોઉન્ટન પેન—શું કામના૦
છોડી કોલેજ સુધી ઘણી સારો જોવો જોઇ,
ત્રીસ વરસની ભરતી થઈ તો, સું ઘસે નહી માય કોઇ—શું કામના૦

---

શાહ—દાલ ગલે ઐયાં

ગાયન ૩૨૫.

આવો કોઇ આવોજી ખરછી પીવરાવો, ખરછી પીવરાવો મોબેદો બોલાવો,
સુખડના પેરીઆંને લોબાન મંગાવો, ઓટલો ઉઠમણું ને પાયદસ્ત જમાવો
છાંટો પાણી લાવો દીકરીનો ગમ ભુલાવો—આવો.
ઉંચી એરીના બુટ હું કોણુને પેહરાવસ
વાઘ છાપનો બંદુસ તારો કોણુને ઓવારસ
જાગો દીકરી જાગો પપ્પાને ગલે લાગો;—આવો.

---

## પસ્તાયલો પારસી.

---

શાહ—નાનકડી નાજુક નાર.

ગાયન ૩૨૬

ઓમનજી મારૂં નામ, છેઉ હું એડમીરલ, વેરી ફેશનેબલ નરો કાનસટેબલ—
પીટપાટનું મારૂં કામ, છેઉં હું જાણીતો, બહુ માનીતો, બહુ નામીચો—
કરૂં સફાચટ રૂકલા એક રાતમાં, આંજી નાખું બસ બેરાંઓ વાત વાતમાં—
છું આંચયાનો સરદાર, હું બહુ જાણીતો, બહુ માનીતો બહુ નામીચો

---

શાહ—પ્રીત કરવી છે સેહલ ઘણી.

ગાયન ૩૨૭.

લગન કરવાં છે સહેલ ઘણા છુટા છેડા લેવા મુશ્કેલ.
આખર સુધી જો ટકી રહેવાય તો ના કરતો કંઇ ઢીલ—
કરજ કરીને કાપડીઆનાં બીલ ચુકાવવાં પડશે
મરઘા શેરીમાં રહેવું પડશે છોડીને મલબાર હીલ—લગન
પાછલી રાતનાં ઉઠી નળ પર પાણી ભરવું પડશે,
વલી સુવાવડણી કરવી પડશે, પાવું પડશે ગોવરીલ—લગન.

---

શાહ—કોઇ હાલ કહો જાકે.

ગાયન ૩૨૮

અરે તે શું મોહકાણુ વારી, મારી આંજી ઉઘી મારી—અરે
સદવારનાં પોહરમાં નક્કો કાઢે દીધો તારો તે જાન,
વગર નોટીસે દીધો જાન, કીધો હયરાન, બન્યો પરેશાન—અરે.

---

ગાયન ૩૨૯ રાહ—શાદમાં જાવો તમ.

વેચના વેચનાં તારાં વરસ, રાજા થતાં તુને આવડતું નથી
જુઠી કાંય મારેચ ડફાંસ—વેચના
મુગો મર મુગો મર ના કર તું ધાંધલ, આખર દરકારની જે વાત નથી કીધી.
કરસ તુને દેશનીકાલ—વેચના૦
વેચનાં વેચનાં તારાં વરસ,
દેર્યાંનાં ચણા તુને આપશે નહિ કોઇ, પડયાચ તારા બાપ સરસ—

---

ગાયન ૩૩૦ રાહ—અયસે પાપી નર હોવેગે કળજુગમે

દહાડો મારો બુરો આયોરે—કલજુગમાં
ફરતી ચકફીમાં પીસાયોરે—કલજુગમં
વીન પ્લેસના સટ્ટા કીધા, પીપે પીપે દારૂ પીધા.
મારવાડીની ટાંચ આવી તો, ગયા કોર્ટમાં સીધારે—કલજુગમાં.
રોશન ચેરાગ એક પુરો બેટો, ખોહયો મેદાને જંગે,
આફત સારી વરસી ભારી, કોઇ ન આયું સંગેરે—કલજુગમાં.
રાજપાટ સૌ વેચવા કાઢયું, થાય છે સદા ધણીનું ધાર્યું
કરફી ભાઇઓ એવી આવી, રહયું નહિ હાથમાં ફાર્યું રે—કલજુગમાં.

---

ગાયન ૩૩૧ રાહ—ચાલ હવે ચાલ વહેલી વહેલી.

ચાલ હવે ચાલ ઓ ચંડુલી, અરે એતો વરસ વેચાવે પોરી ઘેલી
એનો બાપ છે જાણીતો જાબુલી, જમાડસે દાબને મેવો કાબુલી—
મારા બોસ્ટોકનાં બુટની જોડી, ઢીલી થઇ ગઇ છે એની દોરી.
(ઢીલી થઇ છે બુટની છોરી, જારથી જોઇચ તેં પેલી પોરી.
હવે ચાલ કુતારા ચાલ,—હું નથી આવતો.)—ચાલ૦

---

બેવફા બરૂં.

---

ગાયન ૩૩૨. રાહ—For he is a jolly goo l fellow.

બાવા દેવા મજેના ઉતા, બાવા બેટી ખમનીના ઉતા
બાવા તદન પોણા આઠ ઉતા, એવણ વગર મને ગમતું નથી—
એવણ વગર ચેન પડતું નથી, એવણ વગર મને ગમતું નથી—

---

ગાયન ૩૩૩. રાહ—અરસલા ઓ મારા.

જાંગુ ઓ મારા, સાંભળ ઓ પ્યારા, કાંય રૂદન કરેચ
બાપ સુવાનો, બલાપો સાનો, મલશે બીજો કંઇ હજાર
માય તારી કંઇ, બુઢી નથી થઇ, રીઝવર્ડ રાખ્યાચ બીજા ચાર—જાંગુ.

પારસી અંજુમનને સલામત રાખે, મુકી છે તાતરાંની છુટ
ફાંકો તારો ખીજો, તન પાંચ કરશે તો, કેહવસ કે ગેટ આઉટ યુ બ્રુટ—

---

ગાયન ૩૩૪. રાહ—જ્યારે અક્કલ પર પડે છે પત્થર.

સત્યાનાસ જાય તારા કસાઇ કાકાનું, કચરઘાણું મારા કરમનો કીધો
ચોકલેટ ખવરાવવાની લાલચ આપીને, બાપ તારાનો જાન લીધો—
ડૉક્ટર છેઉ એમ કહી તોલ્લો મારીને, આખરે ધંધો ખાંધ્યાનો લીધો
પસ્તાવો કરીને ચાહુંચ હું મારી દોજખનો જેવસ રસ્તો હું સીધો—

---

ગાયન ૩૩૫. રાહ—તોરી છલબલ હય પ્યારી.

તારી ખુબસુરતી ભારી, તારી પીસ્તાં જેવી દાઢી,
મારાં નાજુક જીગરમાં કરે છે જખ્મ—
તારી કાલી કાલી આંખો, જાણે બગલાંની પાંખો,
તુંને જોતાંની સાથે બંધાઇ જાય દમ,
જાવો જાવો નાદાન, હવે આપો લેસન પર ધ્યાન,
કરસ તારી પર મારો જાન કુરબાન.
એને છોડો મારો હાથ, એ શું જબરીની વાત, ના દેખરાવ તારી જાત,
અજી વાહ વાહ વાહ, વાહ વાહ વાહ, વાહ વાહ વાહ—તારી.

---

ગાયન ૩૩૬. રાહ—જરથોસ્તી મહેઝબ પર મારો સદકે કરૂં જાન.

છું ખાનદાની જરથોસ્તી ને પાહલી મારૂં નામ,
છું સોસાયતીમાં માનીતો ને ખેતવાડી મુકામ—
એસ્કી થઇને ફરવા નીકલું કરૂં હું સઉને જામ—છું ખાનદાની
ધ્યાન ધરજો, વિચાર કરજો, માયને કેહજો.
મારા જેવો હેંડસમ તમને મલશે નહી ખીજો
ખાટી મીઠી મરજી હોય તો કાગલ મને લખજો—છું ખાનદાની
સેંટ્રલ બેંકની નોકરી મારી પગાર રૂપીઆ સાઠ
ફાંકડી પોરી જોતાં હું તો કરૂં છું લાંબો હાથ—છું ખાનદાની.

---

ગાયન ૩૩૭. રાહ—ખુદીકી પરસ્તી

ખરી તેજ તારી ધણીને છે વાહલી, ઉઠે બામદાદે દીએ કચરો વાળી—
મસાલના હાથે ચાય નહિ બનાવે, માહામાં કાપરેલ કદી નહિ લગાડે—
સદરો ને લેગો, ખુંટી પર તાંગે, સાબુ ને ટુવાલ સૌ મોરીમાં મુકે—ખરી તેજ
ખુંચે દાઢમાં બોટું તો ટાંચણીએ કાઢે,—દુખે પગ ધણીના તો ચંપી બનાવે—
પરાયા માટીડાની સામું ન જુવે, ધણીના ખીસામાંથી દોકડાં નહિ પીટે—

---

ગાયન ૩૩૮ રાહ—કુમારૂં રેહવું ઘણુંજ સારૂં.

ઓ માયજી બરી ગીયું પણવાનું, દોર્યા વગરનું ઐરૂં મલે તો જુગજુગ રડવાનું-
પ્યારમાં પડીને પણવાનું તો નાદાનોનું કામ, ઓ માયજી નાદાનોનું કામ
મોટર ગાડી નહિ હોય તો બરી ગીયું ફરવાનું—ઓ માયજી.
ફુઇજી મારાં કેહતાંતાં કે જોજે બીલ્લુ સાલુ, ઓ દીકરા જોજે બીલ્લુ સાલુ
બુઢી બી હોય તો લબ્બે કરજે કે દસ્તો પાય હાઉ—ઓ માયજી.

---

ગાયન ૩૩૯ રાહ—જુલ્યાં ખાધાં.

બચ્ચા કાકા, સુજી કાકા, બસ ફર હવે સાવધ થઇને
દહાડા પાકા, કીસ્મત વાંકા, એમ જાન હવે ચેતી જઇને—બચ્ચા.
દાલમાં છે કાલું એબી જાણુતો હતો
છે માયજી સડોવાયલાં એબી માનતો હતો
ખુનમાં છે ભેદ અંદેશો આણુનો હતો
કસમ કસમ છે બાવાના જો મુકુ હું જતો—બચ્ચા
ઉંધો પાડી, પીવરાઉં તાડી, પોહોચાઉં તુંને ડુંગરવાડી
આંતી મારી, નીચે પાડી, ઉપર ચલાવું મોટર ગાડી (પોં. પોં. પોં.)

---

ગાયન ૩૪૦ રાહ—જીયરા કલ નહી પાયે

ઓ બાવાજીરે કાંય તાકો ધરી કીધોરે—
ખાવા નહી ભાવે, છાંટો નહી ચાલે
બધેબધ તમારૂં કોહું નજર આવે—ઓ.
ભારતોની ખુચીઓ કરેચ બરાપો
ભાગોચ મમ્મા પાછલ મારો ચોરાંટયો કાકો
બાવા પાછા આવો, કીસી કરી જાવો
જાંગુ બાબાને તમે ના રરાવો—ઓ બાવાજીરે

---

ગાયન ૩૪૧ રાહ—લાગી લગન મને તારી

કીધી મસ્કરી મેં તો તારી, ઓ દીકરા મારા—કીધી.
પહેલી એપ્રીલની તારીખ, એપ્રેલ ફુલ કીધો
ધોંટાલો તેં શું વાલી દીધો, લગે સપ્પોમે તુંને કીધો—

---

ગાયન ૩૪૨. રાહ—હાયરે નસીબે શું દગો દીધો.

હાયરે નસીબે શું દગો દીધો—હાયરે.
માય કાકાએ સંપ કરીને તાગરો કીધો,
હાય હાય હાયરે હમ્બો ગુલ કીધો—હાયરે
સરકો નાંખીને નક્કો નણીને જાનરે લીધો.
હાય હાય હાયરે જુલ્મ શું આ કીધો—હાયરે

---

# પારસી હરિશ્ચંદ્ર.

રાહ—પ્યારા હમારા.

ગાયન ૩૪૩

વાહલા ઓ મંચી જાઉં હવે હુ તારી રજા લઇને—વાહલા.
પ્યારી પરીચેહેર સુખે સીધાર પણ દીલાસો દઇને—પ્યારી.
દીલાસામાં તો એમજ કહું કે પીચતો ના દાર
ઘેરમાં ખુણે ખુણે ઉભો રહી, કહરાવજે ઝાર—વાહલા.
દારૂનું હરગીઝ નામ લઇશ નહી આંસુઓના સમ
તું જ ગયા બાદ ભુલાવવા ગમ, પીવસ થોડો રમ—પ્યારી.
છીબા દરજીનું બીલ ચુકવજે વેચી ના ખાતો કંઇ
સારી ને બ્લાઉસની સંભાલ લેજે ભુલમાં પડે નહી ઉધાઇ—વહાલા.

રાહ-મારી આસાની દોરી તુટીરે

ગાયન ૩૪૪.

પાન ખાઇ પીચકારી મારીરે, મારી મારી મારીરે—પાન ખાઇ.
પાવલો ખરચીને પીટમાં બેઠા, પાઘડીની માય મારી નાખીરે—પાન
ઇરાની લોહી તારૂં રસ પર ચઢ્યું, દુમ દખાવી નાઠોરે—પાન

રાહ—અરે નહી મુજકો છોડ જારે.

ગાયન ૩૪૫.

અરે નહી મુજને છોડી જાવો, બે દોઢીઆંની તો ઢીંગલી અપાવો—
થોડે પૈસે પપ્પા કાં તમે વેચાયા, રંગીલી દરજણના ગીત તો ગાવો—

રાહ—It's a long way

ગાયન ૩૪૬

લગનનાં લીલાઉમાં હોય કોઇ પોરી ઉમેદવાર,
તો સૌ સાંભલો સેવકનો છે પણવાનો વિચાર,
રાસ દોડાં કે રંગરૂપની કંઇ ભાંજગડ નહી લગાર,
બસ હયાં તો જોઇએ રીતમાં રૂપીઆ રોકડા લાખ દસબાર

(કોરસ)

લુલી લંગડી યા મુંગી બહેરી, કાની ઠુંઠી એક નાર,
લાગણી ઠલુસ ભલે હો લંબુસ નથી કંઇ તેની દરકાર,
પોરી હોય કાલી યા ગોરી ચાહે તેવો અવતાર,
જાડી પટલી ખુંધી ચેંગી પેંગી છે બંદો તૈયાર.
સાસુજી હોય બચકાં ભરતી સલગે જેમ અંગાર
ને સસરાજી થયા હોય જો પચ્ચીસ વાર નાદાર
સાલોજી હોય જેલનો મેમ્બર છટ કોણને કરનાર
જો લાવે પોરી રીતમાં રૂપીઆ રોકડા લાખ દસબાર. (કોરસ.)

ગાયન ૩૪૭ રાગ-અંગ્રેજી.

હાય હુજુ, ઓ હુજુ ઓ હુજુ, થયું શું રહુ હું શું કરૂં બોલ ખરૂં—
આફત ને સીતમનો છે આ પોકાર, કેશની છાલે તો માર્યારે ચાર
આવ્યો નહીં કાલે તો કોઇને વિચાર, કે આજે હતો મરનાર—હાય.

---

ગાયન ૩૪૮. રાહ— શેરે હઝારો જીસને મારા

નર હઝારો શુર સરદારો—તેબી હાર્યા બૈરીથી.
ગરીબ હો યા હો જરદારો—તેબી હાર્યા બૈરીથી
કોર્ટ કજીયા જીતનારાઓ—તેબી હાર્યા બૈરીથી
બાહરના મોટા ઓધેદારો—ઘેરમાં હાર્યા બૈરીથી
બાંગો મારનાર બલદીઆઓ—ચુપ રહયા હાય બૈરીથી
મુછોવાલા મરદાજીઓ—તેબી હાર્યા બૈરીથી.

---

ગાયન ૩૪૯. રાહ—ગેલે ગાતો તું ગીતડા.

હાયરે પત્થર જેવું બૈરૂં મેં તો બોહડી દીધુરે
સપ્પો બન્યો, સપ્પો બન્યો, સપ્પો બન્યોરે—હાયરે
વહેમી વિશ્વામીત્રે પાટીઆં ગોઠવ્યાં,
વર બૈયરનાં સુખની વચ્ચે આંટી મુકીરે—હાયરે

---

ગાયન ૩૫૦ રાહ-હાય માય કયસે કરૂં મય.

હાય માય કેમ કરૂં હું, હૈયે રાખું કેમ ધીર,
બેઠા બેઠા એવણુ પગો દબાવે, રખે પગે હોય ફીર-હાય
મમ્મા, મમ્મા મને લાગીય હવે ભુખ, ખવરાવો પોરી ને ખીર—હાય

---

## ફીરોજી ગાયન.

---

ગાયન ૩૫૧. રાગ—ભેરવી.

દુનીયામાં બરકરારી કોઇની રહી નહિ
સદા હયા બખ્તયારી કોઇની રહી નહિ—દુનીયામાં
જમશેદ ને જોહાકબી આધીન થઇ ગયા
સદા બાગ બ્હારી કોઇની રહી નહિ—દુનીયામાં
ખુનખેખથી નેપોલ્યનું ગયું નામ નિશાન
હયાં તાજ ઓ તખ્તદારી કોઇની રહી નહિ—દુનીયામાં
બેગુનાહો તોહોમતી જાશેમે તરફે
ે બહારી કોઇની રહી નહિ—દુનીયામાં

દિસમતી ઘંટી સૌને પીસે છે હરદમ
ખુદા સીવાય યારી કોઇની રહી નહિ—દુનીયામાં

---

પુરજ કાલીંગડો.

ગાયન ૩૫૨.

મ્હારી તુટી આસાની દોરી દુઃખ આવ્યું સુખોને છોરી—
મેં તો મનમાંજ બાંધી હવેલી તેમાં વલી બીજી અલબેલી—
દીઠી સ્વપને મુજને રાણી જાગી જોયું સઉ ધુલધાની—
ચઢ્યાં માથે આસના વાદલ, વર્ષે પર ખેતરે દીધાં ફુળ—
ઉમેદી ફુળો હાળે લાગ્યાં જ્યારે પાક્યાં બીજીએ ચાખ્યા—મ્હારી.

---

રાગ—દેશ.

ગાયન ૩૫૩

જગમાં નહિ કાંઇ વફાઇ મળે બસ જોઉં બહાર સફાઇ ભલે
તન બીતર કપટી છલ મન લપટી, પ્હાણુ પ્રાણુ કબુ ન પીગળે
કીધું તન મન અર્પણુ જેને, કીધી-પ્રીતી તેને જુઠી દીધી ફાંસી ગળે
રડી તજું છું ફરજંદ પ્યારા તજુ હું ધની ધામ સદા હા હાય ખુદા
હવે રાખજે લજ્જા મારી સરણાગત હું તો તમારી
બસ ભટકસ બસ રખડસ રઝડસ પડતી ખડતી
ચાહે દુખના વાદળ મુજ પર વર્ષે હર પગલે પગલે—
વરસે વરસે ઢગલે ઢગલે, તરસે તરસે ડગલે ડગલે—જગમાં.

---

રાગ—ભૈરવી.

ગાયન ૩૫૪

બદનામ થઇ દીલદાગ લઇ, દુનીયાથી ગઇ કપટી છલથી—
નહિ ધ્યાન કરો, આ હાલ થશે, પસતાઇ જશે, અન ને જલથી
બહુ ધ્યાન ધરી તુ તોલ કરી, જે વાત કરી, મનના બલથી—
કપટી જરશે, સુખને તારો, અંતે મરશે કરણી ફુલશે—
ફીરોજ કહે, દુઃખ તે ન સહે, જે ચેતી રહે કપટી કલથી—બદનામ

---

રાગ—જોગી આસાવરી.

ગાયન ૩૫૫

મુબારક રોજ આજે હમે ગાઇએ તમારે કાજે—
સદા સુખી રહી ન્યામત ચાખો કીર્તી જગતમાં કાજે
હાલે મારી ગીબત કરીને આજે વખાણી ન લાજે—
ખુદા ચેન આરામી સાથે વરસો ઘણા નિવાજે
કહયો જેણે ભુંડો હતો તે આજ ભલો નબિરાજે—
દર્દ બળાઓ નાબુદ થાએ સુખ તમ પર નિત સદાજે—
કાલ સરાયો દેઇ લાંખો આજ બળો છો દહાજે—
ચાલો હુરરે પુકારો ભાઇ તન મન એક અવાજે
માન સઉ એ છે પૈસાને મુજને તો નહિ છાજે—મુબારક.

---

ગાયન ૩૫૬. રાગ—પ્રભાત.

આજ આગ લાગી છે જુદાઇની આ તનમાં—મહોબતનો મેવો તો
બળે છે દુખ વનમાં
પ્રેમના તું પાણીથી બુઝાવ પ્યાસ ક્ષનમાં—નતો ભસ્મ થઇ આસ
રહેશે મનની મનમાં
ચીત મારૂં સદા રહ્યું ધનનાજ પ્રેમ ધનમાં—મારે જેમ મધન
થાય મેઘથી શ્રાવનમાં
પ્રેમને હું હઇડે ધરૂં ધ્યાન શુભ જનમ મિટે પ્યાસ એજ સારા
કોયલની દાનમાં—આજ.

---

ગાયન ૩૫૭ રાગ—જીંઝોટી ગરબી.

કલજુગ તારી રચના ન્યારી-ભેદ ભરી છે ભારીરે—
પાપી નાવ તરે છે દરીયે પુન્ય બુબે દુખ્યારીરે
ઉધોગી તો ભુખે તફડે-પેટ ભરે ધુતારીરે—
સખી શેઠયા વાડી વેચે-ઘર બાંધે ભીખારીરે
શેઠાણીની સાડી સડેલી-ચાકરડી જરતારીરે
કુલીનને સૌ ભુલી જઇને-ધનથી બાંધે યારીરે
પતિ હજારો રૂપ્યા માગે-જો પરણે કુમારીરે—
દેવળ દેહરે દર્શણ બ્હાને ચોરી કરે ભજનીરે
ધુપ દીપતો ક્યાંથી લાવે-ભુખે મરે પુજારીરે—

---

ગાયન ૩૫૮. રાગ—કાલીંગડો—દાદરો.

સદા સંગત રૂડાંની કરીએ-જહાંથી ડરીયે
વનનું ચંદન ઝાદતો-દે સહુને શુભ વાસ
દુર ગંધી ત્યાગી સહ-વૃક્ષાં પમરે પાસ
ભલો ભલાઇ ન તજે-કુમતી દુર આચાર
કુલીન સ્ત્રી ન લજ્યા તજે-વેશ્યા નીત સણગાર
સંગત જેવાની કરો-તેવા થાશો ભાઇ
મુગાને સમજાવવા-જીભ તજે ચતુરાઇ
સંગત રૂડી સાધતાં-જાશે બુરા ઢંગ
કાથો ચુનાને મળી-લાલ દીપાવે રંગ
રૂડાથી રૂડાં બને સદગુણ રહે નીભાઇ
જે દીવડે લાખો બને-તેજ ઘટે નહિ કાંઇ

---

ગાયન ૩૫૯. રાગ—યમન કલ્યાણ ધ્રુપદ-તાલ ચોતાલ.

એ મન કરની યાદ ખુદાની હરદમ જનમ સફળ તુંજ યારો

દીન દયાળ વિશ્વંભર સ્વામીના ગુણ ગાની તાપ ત્રણ જાશે
સત્ય અને સત વચન હમે ભજ ભાવે-નિત અમ્રત ફળ ખાશે
મંગલ નામ ફીરોજ રટે રસના જે-પાપ દુર સઉ નાશે.

---

ગાયન ૩૬૦ રાગ—બિહાગ-ધ્રુપદ-તાલ સુલફાગ.

સાંભલ સજની શિખ આ સારી-જુઠું તજની સાચ ઉચારી
સાચે સ્વામી અંતર જામી-રીઝી થઇ દે ધામ સુધારી
સાચે જય છે ના કો ભય છે-સાચે તરશે શિલા ભારી
ફિરોજ સાચું છે નવ કાચું-સાચ વિપતકે પાર ઉતારી

---

ગાયન ૩૬૧. મુલતાની પદ-તાલ દીપચંદી.

મુરખ કાં કરે છે કરમની આસ-જા ઉધ્યમ કરની ખાસ
કરમ ખેતનો ઉધ્યમ ખેડુત-છે જય જેહનો દાસ
ખેડ્યા વિના નહિ ધાન્ય પાકશે-રહેશે ઘાસનું ઘાસ
ઉધ્યમ વિના કેમ જશે પેટમાં-ભોજન રાખ્યું પાસ
કવલ કરે લઇ મુખ નહિ નાખો-તો કરશે ઉપવાસ
પંખો હલાવ્યા વીના વાયુ કેમ-ખાશો ચઇતર માસ
ફીરોજ માખણ કેમ નીકળશે-જો ન વલોવો છાસ.—મુરખ.

---

## ધર્મો જય.

---

ગાયન ૩૬૨ સાંભલ મારી વાતો જાની—રાહ.

સાંભલ મારી ખુટની કાહણી, નથી ખરચી એકબી આની,
તકરાવી લાગોય યાર, (આતશ બેહરામમાંથી).
દલગીર છુ સમજી જાણી, તમારી આવી આ કાહણી.
દાહેલાં ના થાવો તમે યાર
છેવ ગયેલો બીલકુલ, કહ્યું તેમાં મારી ભુલ,
મોહનું સંભાલ તારૂં ખબરદાર,
સ્વાદ ચખોરસ ગરમ, ખાંઉ બાપના કસમ,
હારકાં ભંજાવી તારાં યાર.

(કોરસ.)

ભેજાં ભાજી, ઓ જામાજી, ખ્યાલ કરો લગાર,
મને મરાવતાં માર નહિ વાગે તારા બાર પેહલાં તેના કરજો વીચાર.

---

ગાયન ૩૬૩ કરી લે સીંગાર—રાહ.

કરી લે વીચાર ગાફીલ મુસાફર, જાવું છે જમ રાજાને દ્વારે—
મોજ બે દીન પણ ગરીબી, ત્રીસ દીન મશહુર છે.

ચાર દીનની ચાંદની પછી રાત કાળી જરૂર છે—કરીલે.
આદમ જાત પૈસાને ખાતર, લોભથી ફરતો નથી,
સાથી થઇ શયતાનનો, ખુનથીબી ડરતો નથી—કરીલે.

**ગાયન ૩૬૪** **કામની શું કેલવણી—રાહ.**

જામાજી જોવ સુતાય, આય પહેલવાન,
ખોર્યો આરસા વગર કેવા બેધ્યાન,
મનમાં વાહરે શું આયું કે, થઇ ગીયા થંડાગાર
ગુસ્સામાં તમે ગુજરી જઇને, માર્યા હમને થાર—જામાજી.
ખારા હમારા કોણ માંડસે, ને હસ્સે ચાંદરાતે કોણ,
કુદના સાથની ચાય હવે હમને ઓરીસમાં પાસે કોણ—જામાજી

**ગાયન ૩૬૫**

ફાની આ ન્યાનો રે સો એતેબાર,
જહાન ગણાય આ પંખીનો મેલો
મુર્ખ તે પર કાં લોભાયો રે, જુઠો આ સંસાર.

(શએર)

કામ, ક્રોધ, મદ, મોહ લોભ એ પાંચ ચીજને મારજો;
પરદુઃખ ભજન થઇને, દુઃખીઆના દુઃખ તારજો.
કુધામે જો કોઇ હોય જતો તેને જરૂર તમે વારજો;
માબાપ વીનાના બાળકોને પાલીને ઉધારજો—ફાની૦

## પાતાલ પાણી.

**ગાયન ૩૬૬** **રાગ—અંગ્રેજી.**

આજે શીરીન વરસ જોઇ હરખાઇ જવશ,
બસ ભેટી પરસ, ફુલ આપીને
રી તતરી પરસ, મીઠી વાતો કરસ,
માય દીકરા રમસ, ખુબ ચાંપીને.

(કોરસ.)

સપનો રાતે જોઇ, ઢોલીયા પર ઉભો થાઉં
હરખાઈ દીવાનો થાઉ, બસ બેટી પરવા જાઉ
ઢોલીયાની કોઇ ઇસ, સાથે ક્રાસ કરી આઉ
એવી રીતે ઉલગગરડી, રોજ રાતે ખાઉ—આજે૦

ગાયન ૩૬૭. રાહ—અમે તમે જુદા નથી.

બાઇ તમે કેવાં ભોળાં લુચ્ચાંના લુચ્ચા રસ્તા,
જોઇ વીચારી સંગત કરજો ભોળાઇમાં ના ફસ્તાં
ભેદ ભરેલો લાગે એમાં, ઠગવાની ખોટ છે જેમાં
અંધેર નગરી ચોપટ રાજા નગરીમાં ના વસ્તાં—જોઇ૦
લેખ લખેલા કેમ મીટાશે, હરખાને થવાનું થાશે,
બેસી રહીને એ આધારે રહેશો હાથ ઘસ્તા—જોઇ૦

---

ગાયન ૩૬૮. રાહ—હાં હાં રે મને ઠગી.

તારી સાસુ મારી સગી, હાં હાં રે મારી સગી, પીએ લટીયાં મારાં યાર
નથી સાસુ જાલમ એવી યાર, તારી ખોટી તકરાર,
મારી ખરી તકરાર (ખોટી; હાં ખોટી)

( શએર. )

સાસુ કાંય જુલાક બધી જમાઇઓની દુશ્મન,
ભુલાવવા સાસુ જુલમ, નાખુંચ હું તો રમ
તારી ખોટી તકરાર, મારી ખરી તકરાર, ખરી ખરી—તારી૦

---

ગાયન ૩૬૯ રાગ—Swance

કુદરતની બલીહારી સારી ગાવું, બંદગીમાં દીલ હમેશાં રીઝાવું
લઇ ખુદાનું નામ, સફલ કર કામ, ઠામ ઠામ હર મુકામ.
પરવરનું નામ લાગે કેવું પ્યારૂં ? હાજરી વીન એની વ્યાપે અંધારૂં
ભમે ચીત મારૂં, એની માયામાં સારૂં, બીજું લાગે અકારૂં.
બંદગી ન જેને જાણી, થઇ હયવાની દીલથી ગુમાની માની,
થયો પશેમાની, બન્યો હયરાની, પેદા કરતાર જગ હીત ધરનાર
વીના બંદગી છે જીંદગી શરમીંદગી,
ખુદા ને દીલ દે ઉઠી કાલ, કાલ જાલ જંજાલ મોતની હાલ.

(કોરસ.)

હજી ભજી લે તું નેકી કયામત કાજ, કરે કાલે તો કરી લે આજનો આજ.

---

ગાયન ૩૭૦ રાગ—આસાવરી.

ભલી કામ હીતકારી હોય જે નારી, બની રહું હું તેનો પુંજારી—
દીલની ઉમેદો એજ છે મારી, મલે મને રૂડી ગુણવંતી નારી—
ભોલી ભાલી ભેલ કાલી રૂપાલી, સાદી મોદી પર ઘર સંસારી—
હીત હમેશા હૈયે ધરનારી, રૂડાં રૂડાં કામી કર્મ કરનારી—

---

ગાયન ૩૭૧. રાહ—ગોવીંદા ગોપાળા.

લાગોરે લાગો મારી શીરીનને લારીસમાં લાગો
ભાગોરે ભાગો લાગો લારીસમાં ધોબીનો વાગો

વાગોરે વાગો એના મોતનો ઘંટો વાગો
લાગોરે લાગો મને દરદીનો ધોડો લાગો

## વિક્રમ અને રાની.

ગાયન ૩૭૨.

જેને નયન બાણ વાગ્યાં હોય તેજ જાણે—નયન બાણ.
જે રસીલા ના હોય તે શું જાણે મજાહ ? શું જાણે મજાહ—જેને.

(સાખી)

નારી તણા નમણા કટાક્ષે, જે હૃદય વિંધાય નહી
તે પુરૂષ પત્થર હશે જેને પ્રીતી સમજાય નહી
એક મીઠી એ સેર વિધાતાને ગમી, સ્નેહ આંબાની શાખ પાકી ગઇ છે નથ

ગાયન ૩૭૩. રાગ—સોહીની

પાપી જનનો સંગ ન કરરે, તે શુદ્ધ સરલ મતી હરેજ હરે-
છાશ છાંટે ફાટે ઘટ દુધનો
પાપી તણો સહવાસ થતાં તેમ નીર્મળ જન તણી શુભ મતી બગડે-

ગાયન ૩૭૪

ખોટો છે સંસાર દુખનો સાર
જાય ઉડી આકાશ રંગ લક્ષ્મી એવી અસાર—ખોટો.
જે વિક્રમ સત્તા વખણાણી, કીર્તી વિશ્વ વિષે ફલાણી,
તે બેઠો પીસે છે ઘાણી, દૈવ પાસા પલટાવનાર—જાય.

ગાયન ૩૭૫ રાહ—કરલે સીંગાર.

કરના વિલાપ ચતુર અલબેલી, જે ગયું તે ફરી નહી મલવાનું—
દયા ન આણે દૈવ જરાયે, શોક કર્યેથી શું વલવાનું—કર.
અમર ન કોઈ અવની માહે, અંતે ચાલી નીકલવાનું—કર.

## વસંત પ્રભા.

ગાયન ૩૭૬. રાગ—સોરઠ-તાલ-કેહરવો.

મદભરી જુવાની યાર
રસ લેજે લુટી દીલદાર અહો દીલદાર હાં હાં-મદ ભરી.
નાજુક ખીલતી હું ચંબેલી તું રસીલો ને છબીલો
ભમર મધુર પીનાર અહો પીનાર હાં હાં-મદ ભરી

ગાયન ૩૭૭ રાગ—જીલ્લા તાલ દાદરો.

નીતી તની તજી વાત નાથ શીદ અનીતીનું નામ દઇને
દેવ મંદીર મુકીને કેમ દુષ્ટના આવાસે જઇએ—નીતી
દુધ તજીને દારૂ શું પીવો રામ ભુલી કાં કામ સેવો
કોયલને તજી કાગ પાલી શું હીત થાએ
પાપનો ન પછડાયો લઇએ—નીતી.

---

ગાયન ૩૭૮ રાગ સોરઠ તાલ લાવણી.

શ્રી રામચંદ્ર રઘુવીરશ્રી સીતાપતી
ભજી લેને મન અવસર આવો એળે-વહી જશેજી
ખીલી વસંત છેલા ખીલી જુવાની વ્હાલા
રસીયા રસ પી લેને સુખ ધામ
ખીલી વસંત તેવી ખીલી ફુલવાડી બાળો
પ્રભુને શણગારી લે મન લ્હાંણુ-શ્રી સીતાપતી.
રમણી રૂપાળી હેતે હઇયે ધરી લે વ્હાલા
પીલે અધરામત રસનું પાન
નાથના નાથને એ અંતર ધર પ્રીતે બાળો
કરી લેજો કાયાનું કલ્યાણ—શ્રી સીતાપતી.

---

ગાયન ૩૭૯. તાલ દીપચંદી

નાકની નથની ને કાનની વાળી હીરાણી એરીંગ લઇશ દેરાણી
ઝાંઝર ઝમકે ને પુર ઠમકે બંગડી પહેરવા જઇશ જેઠાણી
નવસર હાર ને ઝુલતી દામણી અંબોડે ફુલ હું લઇશ દેરાણી
નાતમાં મ્હાલું ને ગામમાં ચાલું લટકતી લહાણુ હું લઇશ જેઠાણી

---

ગાયન ૩૮૦ રાગ—ભૈરવી

મોહબત અજબ છે પાની દીલ બાગ બાગ બેહેલાવે
દુન્યા બને મસ્તાની, અજબ દીવાની કોઇ પ્રેમ જામ પીવરાવે
પ્રેમ દીવાના માનવી તેમાં છે શી નવાઇ,
ઇશ્વર પણ તરસ્યો ફરે કોઇ મોહબત શરાબ પાય
મોહબત સરીખી ચીજ કોઇ બતલાવે-દીલ.
ઇષ્ટ હમારા દેવતા પ્રેમ અમારા પ્રાણ,
નજર ફરે દીલદારની જીગર જાન કુરબાન
ચોલી મોહબત ખાક અલક જગાવે—દીલ.

---

# બોલતો—કાગલ.

**ગાયન ૩૮૧.** રાગ માંડ તાલ કહેરવા

રંગી આ દુનીયાના રંગી એ રંગી તે રંગી બે રંગી દુનીયા દોરંગી
સાગર પાણી સીતલમાં વડવા નલ તેના તળમાં આગને પાણી બન્યા સંગી
આજે અંગીમનાતા કાલે ભુજંગી થાતા કોણ ભુજંગી કોણ અંગી
વાયુ જે દીપક ઠારે આગને એજ વધારે પ્રભુની પ્રભુના દોરંગી

**ગાયન ૩૮૨** રાગ—પાહાડી તાલ કેહેરવા.

બંધન આ નહિ તુટે છટકી જાશો કાંહ છોગાલા—બંધન
તો જાણું વીર હું સાચ્ચા આ તાર સુતરના કાચા છોડો જો એ છુટે —બંધન૦
પ્રેમે વણ્યા છે તાર એ કાચા છે તો એ
જે કાષ્ટ કોરી દુર થાતા તે ભમર કમલે બંધાતા
એવો પ્રેમ તણો દઇ પાસ વણાટ વણ્યો તે નવ તુટે બંધન

**ગાયન ૩૮૩.** તર્જ અંગ્રેજી—તાલ કહેરવા.

બચ્ચા કચરા કંઇ સાવધ થા, ખુબખ ખુબો ચસકેલ ??
આ ધનચક્કર મોહીની દીપર, જો મીણ બની પીગલેલ દીસે
(કોરસ)
કાંઇ દાળમાં છે કાળુ એ નક્કી થયું શું ખરો છે ભેદ એ તો જાણવું રહયું
પાસને નાપાસનું દરદ નવું થયું શરમ શરમ ખુદાનું હવામાં ઉડી ગયું—બચ્ચા.

**ગાયન ૩૮૪.** રાગ—માંડ તાલ કહેરવા.

હું તો ઇચ્છું પતિ તમારી સેવા મને અન્ય વિષયથી નહિ કાંઇ લેવા દેવા
મળે છાશ બાકળા ખાઇને પેટ ભરીશું મળશે તે પર સંતોષે ગુજર કરીશું
પતિના એઠા ટુકડા તે મીઠા મેવા—મને
કંચન નહિ પણ સૌભાગ્ય કાષ્ટની ચુડી મંગલ દોરો ને સતી નારની ચુડી
કાચા સુતરને તારે બંધાવ્યા એવા—મને
જાડે કપડે પણ અંગ સકે ઢંકાશે પતિ સંગે પર્ણ કુટી મહાલય સમ થાશે
પતિ સ્નેહ દ્રષ્ટિએ અમે વેચાયા જેવા—મને

ગાયન ૩૮૫ અંગ્રેજી તર્જ તાલ કેહેરવા.

આશક પરખુચા જેવા માશુકતો પુર દમાંમ
ચાહે રાંડે કે માંડે શું અમને તેથી કામ
જાણે ઘરડી ઘોડીને પહેરાવી લાલ લગામ
જોડી જુક્તી છે એવી કે જોવા મલશે ગામ
(હસવાનું)
વર લોભ ધરે કન્યાનો જમવાને માર્ગ જાન
ઘોડાને બદલે ખાઘો, ને ગીતડાને બદલે કાણ
અહીં માંડવડો મંડાયો ત્યાં કાષ્ટ ગયાં સમશાંન
ચોરીને બદલે ચોડો ને રામ બોલો ભાઇ રામ.

## સરસ્વતી ચંદ્ર.

ગાયન ૩૮૬ રાગ—ભેરવી—તાલ લાવણી.

પાપીના મોહડાં કાળાં સતીઆની બોલબાલા
થન થન કુટીલ મન શું કરે, તનમન કરી લે તું ભલે
દોરી છે સહુ તુજ હાથમાં જગનાથના—પાપીના૦
શું કરે ભલા વૃથા બડાઇ પ્રભુ કરતા જગધરતા સંહરતા
અદલ ઇનસાફ તેના હાથમાં નાદાન કર ગુમાનના
પાપીની ધારણા થાય અંતે ધુળધાણી
તજ શઠતા દુર્જનતા મન ક્રુરતા નીષ્ઠુરતા—પાપીના૦

ગાયન ૩૮૭ રાગ—દેસ માંઢ—તાલ દક્ષણી લાવણી.

શિતળ ચંદ્ર જેવું વદન કાન્તિમાન,
નયન મીચી લે તું શાન્તિથી વિરામ.
જાણે જઇ ભેટું એવા ઉભળકા આવે છે,
બોલું કંઇ બોલું ત્યાં તો શરમ દબાવે છે.
કાંઇ અંતર થાય થાય થાય ના કહેવાય,
થર થર થર કંપે કાયા સ્વર થરડાયે છે.
ચાલું ત્યાં ચરણો અન્યો અન્ય અથડાએ છે.
લાગી હાં સ્મર લ્હાય લ્હાય અસહાય.
જાગોજી જાગો વ્હાલા નિદ્રા વિસારી દ્યો.
રાગી થઇ ત્યાગી વ્હાલા ત્યાગી સમાધી દ્યો;
લળી લળી લાગું હું પાય પાય પાય ઢોળું વાય.

ગાયન ૩૮૮. રાગ—ખમાચ—તાલ લાવણી.

મને પ્યારી લાગે હાં છબી સુંદર મોહન વરની,
મોર મુકુટ પિતાંબર સોહે ગલે વૈજયંતી માળા.
વૃંદા વનમાં રાસ રમે હરી રાધા રમણ રૂપાળા,
રસિયા રસ તરસ્યા રસીલાના રસીક અધર ચુંમતા
પીન પયોધર મર્દન કરી હરી ભાવથી ભુજ ભરતા.

---

ગાયન ૩૮૯ રાગ—પીલુ કાફી—તાલ લાવણી:

અયસે પાપી નર હોવેંગે કલજુગમે,
પગડી બાંધે પેંચ સંવારે હુમક હુમક પાઉ દેંગે
ગલીઓંકે બીચ ફિરે બાવરે—
નાર પરાઇ પાપી તકત ફિરેંગે—કલજુગમે.
ભુખે પ્યાસે સાધુ આવે, ચપટી ચુન ન દેંગે
સાલા સસુરા રોજ જમાવે
ભાઇઓસે પાપી રાંડ લડેંગે—કલજુગમે.
માત બહનકો કછુ ન માને મનમે ન પાપ ધરેંગે
જબ રાજાકો દંડ પડેગો
રોક રૂપ્યા પાપી ગીન ગીન દેંગે—કલજુગમે.

---

ગાયન ૩૯૦ રાગ—પીલુ—તાલ લાવણી.

પરણીને પરવશ થઇ રહેવું પાંજરામાં પુરાવું
સુખમાં ફરતા સ્વતંત્ર છવને બંધનમાં બંધાવું
પરણીને પસ્તાવું વળી પાછું રંડાવું
રસભીના રંગ રસીયા સાથે રસમાં રસબસ થાવું
અધર સુધારસ પ્રીતી અપ્રત પીવું ને વળી પાવું
પરણી લહાણ કમાવું સુખી સંસારે થાવું—પરણી

---

## સૌભાગ્ય સુંદરી.

---

ગાયન ૩૯૧ રાગ—માંડ—તાલ ખેમટો

---

તાત શાને કરો છો આવું ભુંડું કામ?
જેને રાખે શ્રીરામ કરે સહાય ઘન શ્યામ
તેનું લઇ શકે કોણ નામ?—તાત.
પ્રલ્હાદને પીડી હીરણ્ય કશીપુ, પીતાએ કમાવ્યો શા કામ
બુરે મોતે મુવો પાપી અને થયો બદનામ—તાત.

મોહી સતીપર શંભુને બાળવા, ભસ્માસુરે બીડી હામ
બળી ભસ્મ થઇ ગયો, જાતે બનીને એફામ—તાલ.

---

ગાયન ૩૯૨. રાગ—માંડ તાલ લાવણી.

મ્હેરી ચોળી લટકા મટકા કરતાં આવ્યાં,
રંગે ભોળી સાડી ઓઢી મન લોભાવ્યાં.
ઝાંઝરનારે ઝણકારે કરકંણના ખખડાટે
કાજળથી નેત્ર દિપાવ્યાં—મ્હેરી.
હવે શરમાવો હાલા, શાને દીયરજી મારા
બોલો—બોલોજી બોલો, બોલો
મેં કેવાં તમારાં નખરાં તો જણાવ્યાં—મ્હેરી.

---

ગાયન ૩૯૩. રાગ—કાફી તાલ અદ્ધો.

અરે કોઇ આવો પિયાને મનાવો
મારૂં દિલડું ચોરી બોળી બતાવો—અરે૦
અરે પિયા મારો નહીં પ્રેમ હાણુનાં બાણુ
તારે મન હું તુચ્છ છું તુ મારે મન પ્રાણુ
મને તપતીને નાંહી તપાવો, લાગી અગન બુઝાવો
બોલાવો લોભાવો, પાણુ પીયા રીઝાવો—મારૂ૦

---

ગાયન ૩૯૪ આશાવરી—તાલ દાદરો.

બાઇરે કપટી ના મન મારૂં, લાગે શરળ મનડું મુજને પ્યારૂં.
ચયું હેત કોદી હું તો ન વિસારૂં—બાઇ
દુઃખણી હું શીદ બીજાને દુભવું, મુજ વીતી વીચારૂં.
નહીં ડગું હું માત કરીશ રૂડું થવાનીજ વાત
મુકત કરી વરે મન મારૂં—બાઇ

---

ગાયન ૩૯૫. કલ્યાણ—તાલ લાવણી.

ચાલો સાહેલી, ચાલો સાહેલી, ભુવનેશ્વરીના સૌ મળીને દરસન કરીયે,
દુખ હરનારી, સુખ કરતારી મુર્તિ માની અંતર ધરીયે;
ભાવ ધરી જો પુજન કરીયે, તો ભવ સીંધુથી તરીયે;
ચુવા ચંદન કુમકુમ કેશર, અરચન કરીને, મન ઠરીયે;
અબીલ ગુલાલને પુષ્પ માળથી, માને વધાવી મંદીર ભરીયે—ચાલો

---

## સરોજની.

---

**ગાયન ૩૯૬.** તાલ—લાવણી.

નખરાલી જોબનવાલી કોઈ બુલબુલને બોલાવો
મચકાલી મેંદીવાલી આ બુલબુલને બોલાવો
કોઇ સલુણા સંગે માણું, મોહનમાળા પહેરી
મદન જંગનું જોર જણાવું લાલ કોઇ છે લહેરી–આ બુલબુલ
હાવભાવ રસ ભેદ બતાવું. સમજાવું સૌ વાતો
ગયો વખત પાછો નહિ આવે માનવી હોય મઝાનો—આ બુલબુલ

---

**ગાયન ૩૯૭** રાગ—પીલુ બરવા તાલ ખેમટા

અનંગ રંગે બોલી રંગીલી ને અંગે,
મુગ્ધ બાળી ભોળી ન જાણું પ્રસંગે–અનંગ
છોડો બાંઇ છોડો વેણી જાશે જો વછુટી
જમાવ્યો રસ રંગ ઉછરંગે–અનંગ.
લાલ કપોલે દંતસાત પકતી છે,
ફુલ ચુંટતામાં સુવે ભમરે ડસી છે
શ્વાસો શ્વાસે ભરેલી પરસ્વેદે ભીંજેલી
ઢીલી ઢીલી, શ્રમિત અંગે અંગે
એ ઢીલી ઢીલી, ઢીલી શ્રમિત અંગે અંગે—અનંગ

---

**ગાયન ૩૯૮.** રાગ કાફી–તાલ લાવણી.

કઠણ જમાનો આતો પાપીરે, પાપી આતો પાપી,
જનમના મેલાં, ઝેર ભરેલાં
ફોલી ખાશે તાળી આપીરે આપી આ તો આપી—કઠણ
સ્વાર્થ માટે સ્હેજ સાંધે
સ્નેહપ્હુ નાખે ગળું કાપીરે કાપી આ તો કાપી આ તો કાપી–કઠણ
કાળાં કુકર્મી અંધ અધર્મી
જાણે ન જમડાં રહયા ટાંપીરે ટાંપી આ તો ટાંપી–કઠણ

---

**ગાયન ૩૯૯.** રાગ—પહાડી તાલ લાવણી.

વાલમજી મારા વરાગી
તારા મુખડાની માયા લાગી.
પ્રેમ તણી ગોળી વાગી અંતરમાં પીડા જાગી–વાલમજી,
ઘાયલ કીધી છાતી વીંધી, રાખુ બાંધી સ્નેહ સાંધી
મુજને કીધો માદા બાગી—મુખડાની

રંગે રમશું, સંગે જમશું હરશું, હેત જણાવશું
બવની ભાવક પ્હે ભાંગી—મુખડાની.

---

## પરચુરણ.

---

ગાયન ૪૦૦ શાહુ—It's a long way
ઘર રાખુ જેની ખાતું તેના છે સુખય સંસાર
ધન દોલત તેના ઘરમાં જોશો મન સુખ અપરંપાર
સુખ દુઃખનો સાથી ઘરની રાણી જે ઘરમાં નેક નાર
આશિશ તે ઘરપર વરસે ત્યાં સુખ સંપજ બીસ્યાર
(કોરસ.)
નીત્ય નામને તુ દીપાવતી નીત્ય નામતે જે નાર,
નીત્ય નામતે તુ દીપાવતી સાચી સદગુણવંતી નાર.
નેક નારી સઉને વ્હાલી દેશ ખેશ કુટુંબ સહુ સાથ,
નીત્ય નામ કામને તું શોભાવતી નેક ચાલની જે નાર.
(કોરસ.)
પરધન પર થુકી નેકી નીતી નહિ ખોશે નેક નાર,
નેક આશીશવંતા કામોથી તે શોભાવશે સંસાર.
નેક કેળવણીથી આબાદી તે ફેલાવશે હેર હાલ,
નાર જાતી છે જગની શાંતિ હરપળ ને હરબાર
(ખુદાપર સબર)

---

ગાયન ૪૦૧ તાલ ખેમટો.
ગાવો ખુશી થઈ સંગમાંરે આજ
લાગ ફાવતા ગજવા આઉ કરવા
સાહુકાર બની ફરીયે હાઉ કરવા —
દંડાં ઉછાલતાં કેશણી ખાતાં, ગીદાઈ ચગરતાં, ફરીયે પમરતાં—
રંગીલી ફરીએ ઢંગમાંરે આજ—ગાવો
કામ કાજમાં કંઇતું આઉ કરતાં
તફરમચીમ સધર હાઉ કરતાં
હુન્નર અજમાવતાં નામના ફેલાવતાં
ગજવા કાતરતાં નથી શરમાતા
ભમીએ હમે તો ખુશ ઢંગમાંરે આજ—ગાવો. (ખુદાપર સબર)

---

ગાયન ૪૦૨ રાગ—જંગલો—તાલ લાવણી.
અરે જોરે મન દુશ્મન થઇ કેમ દીલડુ બુજાવે
નવ કર મુજપર જુલમ સીતમગર કાએ સતાવે—અરે.
હસીન સુરત તુજ મનના મોહન મુજ

મન મુંજનું લોહભાવે તન મન ધન સઉ કરૂં
અરપન પણ, જો મન દરદ મીતાવે
દુઃખ જાવે સુખ આવે—અરે.

(દોહરો.)

દીલદારીમાં દીલ લઇ દીલડું દુઃખાવે
દીલ અધીરા ધીર ધરે દુઃખતો ભુલાવે—નવ કર.

(બાગે બહેસ્ત)

---

ગાયન ૪૦૩ રાગ—કેહેરવા.

યાદ ખુદાની તુ કરલે ભાઇ, તે છે જગતનો પાલનહાર
ભજે ખુદાને નેકી આપે, સદા ખુશાલ સુખમાં રાખે
યાદ કર તે રબને—યાદ

(શએર)

નેકીની છે ફતેહ હંમેશ સદા દીલમાં રાખ તેજ
ભક્તિ તેની કરશે તો અમર સુખ પામશે—ભજે.

---

ગાયન ૪૦૪ રાગ—અંગ્રેજી.

કાકા વકટલેન, તેવા કહેવાએ આજે ખાસા
જેન્ટલમેન, ને હયાં તો બોંએ, ને જ્યાં ચડાવી,
બે આંગલા ને ખેંચી કહાડીએ નેન.
આજે અકરીકટ પર માર ને ચશમા ચાર ચહડાવી
ઇત્તર ટચાકો બનસે નાજુક નાર
ને એમનું કરવું હોએ જો તોલ
લેઓ એક સોલ ટીમ, કે ત્યાંથી છુ થયા-બસ પોલ,
હયાં તો હાંડા માસ્તર નામ, તુચ્છકારી ને ધીકારી
મવાલી હમને કેહસે ખાસો આમ
જ્યાં હમારાં જોયું કામ
તો એ મવાલીને કરસે સો સો સલામ

(જેન્ટલમેન લોફર)

---

ગાયન ૪૦૫ રાગ—ભેરવી.

દુન્યા સારી છે ફરેબીરે તાહરી બરી સુદ્ધી કયાં ગઇ
જેમ પવનની લેહેર ફરે તેમ ગુપચુપ બેસવું જાઇ (સફાઇથી)
નહીં તો ટપલા ખાતાં તાહરો દુન્યા જનમ જશે અરવથ
જેવા સાથે તેવા થઇએ, ચાલો ચલાવી કંઇ (બુરી ભલી)
હાથે ચડેલું ન પાછું મેલો. દુન્યા સતવાદી ક્યાં થઇ
ચકમક કરતી મીઠી બોલીની કાતર રાખે ખીસામાં
કાપ મુકીને કામ કાડે ને કાતર છે છુપીયા જહીં તઇ

(જેન્ટલમેન લોફર)

---

(ઝીંઝોટી)

ગાયન ૪૦૬.

ગુણો વાપર અતિ ગુણકારીરે તું તો આખેર બની છે નારી—ગુણો
પ્રભુના પાલણમાં સેષ્ટ બની છે જગ રચનામાં નેક બની છે
"માતા" નામ તુંજ ભારી રે—તું તો આખેર
સરીઆમ તારી કોમળ કાન્તિ માયા મધુરી રહી તું જાણતી
રાખી સબુરી ધીરજ શાન્તિ બાળ ગોપાળ આભારી રે-તું તો આખેર
જંગ શોકમાં તુજની છાયા ઠાઠ માઠમાં સૌની તું દાયા
શિયળમાં તુંજ શોભે કાયા તુજ વિન જીંદગી ખારીરે-તું તો
તુજના સતમાં સ્તવન ચાલે વૈર અભાવ સૌ તુજથી ત્રાસે
અંધ હતું ત્યાં ઉજાશ થાશે સ્વર્ગતણી તું બારીરે-તું તો આખેર
(મીતાઇ મજાહ)

---

રાગ—કાફી તાલ લાવણી.

ગાયન ૪૦૭.

દાશ પરે દયા લાવોરે દયાળુ દેવા દાસ પરે દયા લાવો
સંસારી સંબંધ તોડી જીવ આપ ચરણે જોડી
હું તો બની બેઠો બાવો બાવોરે—દયાલુ દેવા
આંખો વીના સંકટ આવું ખાડામાં ગોઠાં ખાવું
વારે અવીનાશી આવો આવોરે—દયાલુ દેવા
(સુરદાસ)

---

ઝીંઝોટી તાલ કેરબો.

ગાયન ૪૦૮.

જાવો જાઓ ન સતાઓ સાંવરીયાં મોરા સાવરીયાં
મોરા સાવરીઆં—જાઓ૰
મોરા, નાજુક તન ગુલજાર, વાપે કીની ફુલ સાંગાર
કાહે નજર લગાવો સાવરીઆં—જાઓ૰
મોરા જોબન ઝુમખેદાર, ખીલો જયસો કે ગુલનાર
હટો કાહે શરમાવો સાવરીઆં—જાઓ૰
(કરણઘેલો)

---

રાગ-પીલુ તાલ કેરબો.

ગાયન ૪૦૯.

નાનકડી નાજુક નાર હું બહુ નાનકડી,
બહુ નાનકડી બહુ નાનકડી (તનવાર)
મારા લાલાની છું લાડકડી છું લાડકડી—નાનકડી
આંખ તણે મટકે પટકું છું લાલને
તે નાની શું સમજે વાલાને વાલને
જાણી લેજો ભરથાર હું બહુ માથે ચડી—નાનકડી
(માલતી માધવ)

